ખાસ બાઈ ભાઇઓને માટે

# સ્ત્રી ભૂષણ ગરબાવલી.

રચનાર શ્રી જેરામ રવજી ભાગલીયા કચ્છ માંડવીવાલા,

છપાવી પ્રસિદ્ધ કરનાર કવી જેરામ રવજી ભાગલીયા

કચ્છ માંડવીવાલા.

ઠે૦ શેઠ ધરમસી ભવાનજી ઉનવાલાના માળામાં કાંદાવાડી મુંબઇ.

આવૃતી ૧ લી        પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૦        સને ૧૯૧૪.

કીંમત ૯ પાઇ.

ધર્મ વિજય પ્રેસ, પાયધુની નં૦ ૫૭૨ મુંબઇમાં

હરજીવન ભગવાને છાપ્યું છે.

# સ્ત્રી ભૂષણ ગરબાવલી.



દોહરા.

ગવરી પુત્ર ગણેશને નમન કરી નીરધાર,
સ્ત્રિ ભૂષણ ગરબાવલી રચી કરૂં તૈયાર.

વંચાશે જો પ્રેમથી સુફલ થશે સહુ કામ,
જનુની વાંચો સૌ તમો કહે કવી જયરામ.

## સમય સુચકતા ૧.

રાધા કૃષ્ણ વિના બીજું બોલ માં—એ રાગ.

**સાધન સમય વહી જાય છે, રે બેની સાધન સમય વહી જાય છે,**
**ચાલોતો આજ ગુણ ગાઈએગોવિંદના ત્રૈલોકયમા વખણાયછે-રેબેની**
**અંતરજામી અલબેલો, અમારો, પ્રેમે કરી વસ થાય છે-રે બેની**
**ઉતમ ગુણો સૌ એમાં રહ્યાં છે નારદ પણ નિત્ય ગાય છે-રે બેની**
**મોરપીંછનુ વાલે મુકુટ ધર્યું છે અંતરજામી ઓળખાય છે-રે બેની**
**બાંહે બાજુબંધ બેરખા બિરાજે, નંદકુંવર મુને સાહયછે-રે બેની**
**કંઠે કૌસ્તુભમણી ધરે છે રશીલો, ચર્ણ કમલ ચીત્ત ચાહયછે-રેબેની**
**સ્વચ્છ આભૂષણ પીળા પીતાંબર, પ્રેમે પ્રભુ પરખાય છે-રે બેની**
**જયરામ કહે એવા ગોવિંદના ગુણ, સંતો વિના કયાં પમાયછે-રે બેની**

---

## કૃષ્ણ ચરિત્ર વિષે ૨.

રાગ ગાડી આવી ગુજરાત.

સાહેલીઓ મળી સૌ આજ ચાલો તો હરી ગુણ ગાઈએ.
અવિચલ પદ જેથી પમાય, કહો તેને કેમ વિસરિએ—ટેક

સાખી.

કમલ નયન શ્રી કૃષ્ણનું જો ધરિએ નીત ધ્યાન,
ભવસાગરનું ભય ટળે, કૃપા કરે ભગવાન,
એવા છે કૃપાળુ શ્રી જગતના રાય-ચાલો તો,

માખણ છીકે મેલીયાં, ગોરસ ઘરની માંય,
ચુલે ખીર ચઢાવિયા, માત જશોદા ત્યાંય,
કીધાં ત્યાં શ્રી કૃષ્ણજીએ સ્તન પાન—ચાલો તો.

ઉભરાતું જોઇ ખીરને, ગભરાણા તેવાર,
માત જશોદા ઉઠીયા, કૃષ્ણ તજી નીરધાર,
વાહાલોજી વિસ્મય, ત્યાં થયા તત્કાલ—ચાલો તો.

એક સમય શ્રી કૃષ્ણજી રમતા ચોક મોઝાર,
ગાડું ત્યાં ઉલટાવીયું, ચરણ કમલથી સાર.
વાલો મારો કૃષ્ણ, મહા બળવાન-ચાલો તો.

તૃણાવર્ત તર છોડીને ઉડી ગયો આકાશ,
હરણ કર્યું શ્રી કૃષ્ણનું, પુર્ણ કરિ અભિલાશ,
દિધાં છોડી બાળકને તેણીવાર-ચાલો તો.

કૃષ્ણ ગળે બાઝી પડયા તૃણાવર્તને સાર,
મર્ણ પમાડયો તુર્તમાં અવની પર તે વાર,
આનંદિત વૃજના થયા નરનાર-ચાલો તો.

વિસ્મય પામ્યા ગોપ ત્યાં વળી જસોદા માત,
સ્નેહ થકી બોલાવીયા ગઇ બાળકની ઘાત,
બગાસામાં દિઠું જગત પરમાણ-ચાલો તો.

મહિમા કૃષ્ણ ચરિત્રનું લીલા અપરંપાર,
જે વાંચે તે ધન્ય છે પુરૂષ અગર કોઈ નાર,
કહ્યું જયરામે પ્રભુને પ્રતાપ-ચાલો તો.

---

## સંપ વિષે ૩.

રામ લક્ષ્મણ વનમાં સધાવતાં એ રાગ.

સંપી રહેજો બેની તમો સૌ મળી, તજી દેવી અયોગ્ય જે ચાલ
ઉછરતી છો બાલ સૈયર આ સંસારમાં.

દીપી રહેલું દિસે સંપ સર્વદા, તેના ઘરમાં લક્ષ્મિનો છે વાસ,
મટી જાય ત્રાસ-સહીયર.

સંપી રહેલી દીસે બેની સાસરે, જુવો તેનો જઇ ઘરવાસ
કેવો છે પ્રકાશ-સૈયર.

ધન્ય માત તેની તમો જાણજી, જેણે સંપ કર્યો છે ફેલાવ સુફલ
તેનો દાવ-સૈયર.

વૈરી ડરતા રહે દેખી સંપને નીંદા કરતાં દિઠાં નવ કોય લજ્જા શાને ખોય-સૈયર.

મન ગમતાં સુખો હોય માણવા, સંપ સેવો મળીને સદાય રીઝે જગરાય-સૈયર.

મરજાદ મુકી નવ ચાલવું સંપી રહેવું સદા ઘરમાંય સુખી તો થવાય-સૈયર.

નણંદ જેઠાણી સાસુ સુલક્ષણી તેને મુખથી દેવી નહી ગાળ વચન મારૂં પાળ-સૈયર.

સત્ય જાણી એ રીતથી વર્તશો પ્રભુ પૂર્ણ કરે નીજ હામ કહે જયરામ-સૈયર.

---

## ઇશ્વર મહિમા. ૪.

છો પૂર્ણ કૃપાલુ સુંદરવર શુભ શ્યામરે વહાલાજી.
કરૂણા સાગર શ્રી કૃષ્ણ તમારૂં નામ મારા વાલાજી.
અલબેલા અંતરજામી રહેજો સાહ્યરે વાલાજી.
નૌતમ ગુણ આપ તણા પ્રેમી જન ગાય મારા વાલાજી.
વાંસલડીથી વૃજ વનિતા વશ કિધીરે વાલાજી.
આશિષ વાસુકી નાર તણી પણ લીધી મારા વાલાજી.
ગોવર્ધન પણ કર આંગળીયે તોડયોરે વાલાજી.
ઇંદ્રાદિકનો અંતરનો પરદો ખોલ્યો મારા વાલાજી.

હૃદય અમારૂં આપ વિના અકળાયરે વાલાજી.
આ અંતરની વાતુ કોને કહેવાય મારા વાલાજી.
સ્નેહ તણો આરંભ કર્યો શા માટેરે વાલાજી.
રઝળાવી મેલ્યા વનડા કેરી વાટે મારા વાલાજી.
પ્રથમ કરાવ્યું અમૃત કેરૂં પાનરે વાલાજી.
પાછળથી દેવું શું વિખડાનું દાન મારા વાલાજી.
નવ જાણ્યું જે આ રચી સ્નેહની ફાંસીરે વાલાજી.
હરદમ એવી શું કરી રહ્યા છો હાંસી મારા વાલાજી.
કપટી કેવા ઉદય થયાં છો આપરે વાલાજી.
મુને નડયાં તમારા સ્નેહ તણા પરતાપ મારા વાલાજી.
સાહ્ય થશો તો વાત કરીશું સીધીરે વાલાજી.
નહિં તો સમજોકે ભાંગ ભલેરી પીધી મારા વાલાજી.
નયણે નીરખુ હું કદી હવે જો નાથરે વાલાજી.
જયરામ કહે ભેટું ભીડી બેહાથ મારા વાલાજી.

---

## ચંદ્રાવલી વિયોગી બાર માસી ૫.

રાગ સીતાજીના બાર માસીનો.

સખી કારતકે કરૂણાવતાર, શ્રી કૃષ્ણજી કયાં ગયા.
ઘેલી બનીને રહી જોવું વાટ, પ્રિતમજી સધાવિયા.

ચોખી ચમકતી ચંદ્રની રાત, સમય છે સોહામણો.
વહાલા વગર રહ્યું નવ જાય, લાગે છે બીહામણો.

સખી માગસરે મહિલાનું મન, ચતુર ચીત ચાહ્ય છે.
ગુણ ગોવિંદના જયાં ગવાય, વિહ્વલ મન થાય છે.

ચંદ્ર વદની ચપળ કહેવાય, રહે કેવી રીતથી.
દિવ્ય દરશન દઇ દીનાનાથ, જવું ભલી પ્રીતથી.

સખી પોષે પ્રભુનો પ્રતાપ. અમોને ન વિસરે.
ધ્રુજે ટાઢથી થર થર દેહ, કમલ નવ ઉગરે.

એવે માસે હિંમત કેમ થાય બુડું જલમાં જઇ.
હરી વસિયા રૂદયનીરે માંય બતાવું કોને કહી.

માહ મહિને વસંતનો વેહ વિજોગી વિચારતા.
અલબેલા વિના રંગ રાગ, અમોને ન સુઝતાં.

આવો મોહન મલપતા ઘેર, રહી જોવું વાટડી.
અધીરી હું થઈ પ્રભુ આજ, ગયું ભાન સૌ ટળી.

સખી ફાગણે ખેલે છે ફાગ, પીયુ સંગ પદ્મિની.
જોઇ અનલ દહે છે અથાગ, પ્રગટ પરતંત્રની.

કોઇ આવે નહિં કોઈ જાય, સંદેશો શું મોકલું.
વિયોગીનો વખત કેમ જાય, ભીતર બેઠી ટળવળું.

સખી ચૈતરે ચીત્તની માંય, બની હું તો બાવરી.
બેસું કેમ બગીચાની માંય, પાછી હુતો પરવરી.

મુકી દઇએ કદી મરજાદ, કલંક શીરે ચઢે.
પછી પણ હરી આવે જેવાર ખબર પડતાં વઢે.

સખી વૈસાખે વખત ન જાય વહાલો લાગે વિંઝણો.
હરી વિણ હું ઢોળું કોને વાય બફારો અતી ઘણો.

કરી રૂદન રહુ મનમાંય હરી મારો આવશે.
પછી પૂર્ણ થશે મનકામ દીવસ દુઃખના જશે.

જેઠ માસે જોબન ભરપૂર વાદળથી વાતુ કરે.
જીવ મારૂં એથી ગભરાય સાજન મુંને સાંભરે.

ચડી રહેલુ દીસે ઘનઘોર ચાતક જેને ચાહ્ય છે.
પીયું પીયું કરી મુખ સાદ રૂડાં ગીત ગાય છે.

સખી આષાડે અંધારૂં ઘોર થયું જગમાં અતી.
ચમકી રહી છે વીજળીયો આકાશ થવાની છે શું ગતી.

ભય પામું ભયાનક રાત જવું કોની સાથમાં.
મારો હરી જો આવે કદી હાથ વખત જાય વાતમાં.

સખી શ્રાવણે સુંદર ગીત ગાવા મન થાય છે.
દુઃખી દીલમાં હવે સાનો રંગ અમૃત કોણ પાય છે.

જશે વીતી જયારે માસ બાર કામણગારો આવશે.
વહાલો છેતરશે ધરી હાથ મોતી હાર લાવશે.

સખી ભાદરવે ભરપૂર નદી વહે નીરથી.
મારે નયણે વહે જલ ધાર મારી હવે શી ગતી.

હવે નહિં જો આવે દીનાનાથ રહું દિન રાતડી.
તજી દઇશું પછી પ્યારો પ્રાણ ખરી કહું વાતડી.
આસો માસે આનંદના દિન આભૂષણ પહેરવા.
મને ગમતું નથી મહારાજ વહાલાના વીજોગમાં.
પતી સંગ સજી સુખપાલ સહીયર મારી નીસરે.
જોઇ હૃદય વીશે થાય આગ જાણું જે હોળી બળે.
જોઇ વ્યાકુલ થએલી છે દાસ પ્રસન્ન પ્રભુ થયાં.
આવી દરશન દીધાં છે ત્યાંય સંકટ પણ સૌ ગયાં.
કહે જયરામ પ્રભુને પ્રતાપ આનંદ અતી ઘણો.
પૂર્ણ કીધા હવે માસ બાર કૃપા કૃષ્ણની ગણો.

---

## ગોકુલની પનીહારન. ૬.

### રાગ શ્રી મુખ સુંદર જોવાને.

વિઠ્ઠલજી વારે અઠજોરે શરણ રહી છું સામળીયા
નવ જોશો કરણી અમારીરે—ટેક.

વાટે જાતા સીદ રોકોરે શરણ રહી છું સામળીયા.
હાંસી કરશે સૌ લોકોરે શરણ રહી છું સામળીયા.

હુંતો મારગડો ગઇ ભૂલીરે શરણ રહી છું સામળીયા.
છું ખરેજ હું વાતુડીરે શરણ રહી છું સામળીયા.

હું તો ગોરસ લઈને ચાલીરે શરણ રહીછું સામળીયા.
મળી ગયા તમો વનમાલીરે શરણ રહી છું સામળીયા.

છેડલડો તે સીદ ઝાલોરે શરણ રહી છું સામળીયા.
મનગમતી મોજો મહાલોરે શરણ રહી છું સામળીયા.

છે મહિં મારૂં તો મીઠું રે શરણ રહી છું સામળીયા.
નવ હસે નજરથી દીઠુંરે શરણ રહી છું સામળીયા.
મુજ નણદલ છે બહુ તીખીરે શરણ રહી છું સામળીયા.
નાખે જટીયા પણ વિંખીરે શરણ રહી છું સામળીયા.
સાસુડી પણ સીખેલીરે શરણ રહી છું સામળીયા.
જેઠાણી બહુજ રસીલીરે શરણ રહી છું સામળીયા.

થઈ ગયો વખત બહુ વહાલારે શરણ રહી છું સામળીયા.
મોહન મુકી દો ચાળારે શરણ રહી છું સામળીયા.

છો મસ્ત તમો મત વાલારે શરણ રહી છું સામળીયા.
જગજીવન વૃજનંદ લાલારે શરણ રહી છું સામળીયા.

હું મળિશ પછી એકાંતેરે સરણ રહી છું સામળીયા.
જમનાજીના જલ ઘાટેરે સરણ રહી છું સામળીયા.
રહી ચરણ કમલ શીર નામીરે શરણ રહી છું સામળીયા.
જયરામ તણા છો સ્વામીરે શરણ રહી છું સામળીયા.

———

## વછુટેલી ગોપી. ૭.

રાગ ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

નાથ નમેરા થઇ તરછોડી કયા ગયાં વહાલા વિનાની રજની તે કેમ જાય જો-નાથ.

સખી જુવો આ વૃક્ષ તણી શોભા અતી વિટાળી રહી વેલો તે વરતાય જો-નાથ.

શશીકળા સંપૂર્ણ થકી પ્રગટી રહ્યો ચતુર વીના સુખ શી રીતે સમઝાય જો-નાથ.

ઘન મંડળમાં વિજળીયો ચમકી રહી ચાતક ચોંપી કરી રહ્યા છે સાદજો-નાથ.

કોયલ પણ ટહુંકારા કરતી સાંભળી વિરહ વનીતાનો જાણુ વખણાયજો-નાથ.

વીવીધ પંખીઓ પણ સુંદર સુખ માણતાં દેખી મારૂં હૃદય અતી અકળાયજો-નાથ.

સીંહણીયો પણ સાવજને બોલાવતી શબ્દ ભયંકરથી મનડું મુંઝાયજો-નાથ.

સામળીયા સમજી થઇને આ શું કરો જયરામ દાસ ગુણ નવલ તમારા ગાયજો-નાથ.

---

## હીતોપદેશ ૮.

રાગ વિવેક વણઝારાનો.

ગીરધરના ગુણ ગાવો મળી સુકુમારીરે.
ભકતોના ભય હરનાર ભજો ભય હારીરે.

અવિચળ સુખમાં રહેનાર મળી સુકુમારીરે.
નીજ સેવકના પ્રતીપાલ ભજો ભય હારિરે.

જગજીવનના જશ ગાવો મળી સુકુમારીરે.
વિઠ્ઠલવર વૃજનાનાથ ભજો ભય હારીરે.

કુળ ભૂષણ છો કુળવાન મળી સુકુમારીરે.
અવધેશ પતી ભગવાન ભજો ભય હારીરે.

જો ચાહો તમારૂં શ્રેય મળી સુકુમારીરે.
સીતાના વર શ્રી રામ ભજો ભયહારીરે.

વૈભવની વૃદ્ધિ થવા મળી સુકુમારીરે.
મમતા મૂકી જયરામ ભજો ભય હારીરે.

---

## ઈશ્વર મહીમા. ૯.

રાગ વન યાત્રાના ધોલનો.

આવો બહેની મળી સહુ આજે રે ગુણ પ્રભુના ગાવા
સુખ કાજેરે.

મારો વહાલોજી ઉરમાં બીરાજે કૃપાલુ શ્રી કૃષ્ણના ગુણ ગાઈએરે.

અજામીલ જેવો મહા પાપીરે તેને પદવી ઉત્તમ કેવી આપીરે.
દુઃખ સમુદ્ર નાખ્યા સઘ કાપી—કૃપાલુ.

દ્રોપદિનું સમય સચવાણુંરે સત્ય સરિખું હતું પાસ નાણુંરે.
એની રહેશે કહો કેમ છાનું—કૃપાલુ.

પામ્યા પદ અવિચળ ધ્રુવ રાયરે નામ લેતા મહા સુખ થાયરે.
ખુબીદાર સરસ એ ગણાય—કૃપાલુ.

મહેતા નરસીએ પણ નામ લીધુંરે વાલે મીરાં તણું વિખ પીધુંરે,
ઉલટું જપીએ છતા થાય સીધું—કૃપાલું.

સુદામાના ચાવલ લીધાં ચાખીરે નગરી કીધી સુવર્ણની આખીરે
દરિદ્રતા દિધી દુર નાખી—કૃપાલુ.

રૂષી ગૌતમની પ્રીયે નારીરે વસ વર્તિ રહ્યાં ગીરધારીરે ચર્ણ
સ્પરસે કરીને ઓધારી--કૃપાલુ.

માટી ખુંદી રહ્યો એક ધ્યાનેરે ગોરો કુંભાર એજ પ્રમાણેરે
પુત્ર દિધો ફરી ભગવાને—કૃપાલુ.

નામ સ્મરણ મહા સુખ રાસીરે મટી જાય જેથી જમ ફાંસીરે
કહે જયરામ કવિતા વિલાસી--કૃપાળુ.

## કૃષ્ણ બાલ ચરિત્ર. ૧૦.

રાગ હીંચનો.

હું તો જોઈ જોઇ બહુ હરખાણી મહારાજ અલબેલો રમે મારે આંગણે.
આદી પુરૂષ જેનો અંત ન આવે બલીહારી જાવું પ્રભુના મને—ટેક.
મસ્તકે રહ્યા છે કેશ કેવા રૂપાળા જેને દેખી આનંદ બહુ થાય છે—મહારાજ.
જશોદાજી માત જ્યારે પ્રેમથી બોલાવતી મુખ સામું નીહાળી દૂર જાય છે—મહારાજ.
ઘડી એકમાં વહાલો ધેનુ ચરાવે વેણું વગાડી ગીત ગાય છે—મહારાજ.
નેત્ર વિંચવા આદી રમત ગમતમાં વખત બધુંએ વહી જાય છે—મહારાજ.
અનેક લીલાઓ એવી કૃષ્ણજી કરે છે દાસ જયરામને ઇસ્ટ સાહ્ય છે—મહારાજ.

---

## સુબોધ રત્ન. ૧૧.

રાગ પુનમ ચાંદની.

સૈયર શું રહી જાશે જગત વિષે તે સાંભળોરે.
સુંદર કીરતી અથવા કરશો જે ઉપકાર.

પુરાતન સતી સ્રીયોના ગુણ આજે વખણાય છે રે.
નીંદા કરવી એતો નફ્ટ સ્રીયોનું કામ છે રે.
પરના જણ્યા સંગાથે કરવું નહિં એકાંત—ટેક.

સાખી.

કપટીને તો ત્યાગવું વળી વિષયીનો સંગ.
મળે કદી જો વાટમાં સમજો સર્વ કુઢંગ.
રમવું જમવું તે પણ હાલત શુદ્ધ થકી સદારે.
વદવી નહિં મુખમાંથી વાત કદી વિકરાળ-પુરાતન.

અપયશ અમથું જો મળે તજવું તે પણ કામ.
નીરાધાર રહેવું નહિં સબળ થવું ન તમામ.
પતીની વશ થઈ રહેવું એજ ખરો શ્રંગાર છે રે.
જાહેર ભુષણ એકજ વ્યર્થ બધું જંજાળ-પુરાતન.

દ્રષ્ટિ ચંચળ થાય તો પ્રભુ તણું દરશન.
લેવું જઇ મંદિર વિષે હરિ થાય પરશન.
એવું કરતાં જો પણ મોહ સતાવે સામટું રે.
ત્યારે જલ ઠંડાથી કરવું જઇ અસનાન—પુરાતન.

ભય રાખી ભગવાનનું વર્તિ રહેો સદાય.
તો સુખ સર્વ મળે ખરૂં, સંશય કંઈ ન ગણાય.
એવા ઉત્તમ ગુણ પાળો જનની શુભ રીતથીરે.
તો જયરામદાસના પ્રભુ પ્રસન્નજ થાય-પુરાતન.

---

## શીયળ વીષે. ૧૨.

ગાડી આવી ગુજરાત—એ રાગ.

બેની શીયળ થકી સુખ થાય, સાચી વાત કહું છું હું તમને.
અનુભવથી એ સત્ય જણાય, એવું સમઝાયું છે અમને.

સાખી.

વિશ્મય તો કંઈ છે નહિં જુવો કરીને જાણ.
એ ફળ જે આરોગશે અમર થશે નીરવાણ કિર્તિ રહેશે જગત વિશે
પ્રમાણ—સાચી વાત૦

દ્રોપદી મીરાંબાઇને અનુસૂયાજી માત સીયળ થકી સુખ મેળવ્યું
થઇ જગમાં પ્રખ્યાત સેવન કરતાં સુખીજન થાય—સાચી વાત૦
શીયળ ખરૂં જ સ્વરૂપ છે કુળવંતી કહેવાય.

પરાધીન પંડ રહે ગુણવંતી પરખાય વચન પતીના જો કદાપી
પળાય—સાચી વાત.

મંગળ મય મરજાદ છે મૃદુલ મનોહર સાર
પાળો સત્યવતી સહુ વેગે કરી વિચાર
સુકોમળ ગુણ હરીના જયાં ગવાય—સાચી વાત.
કપટી ક્રોધ મુખી અને બુદ્ધી હીણ ગમાર.
લોપી આ વચનો સહુ વર્તિ રહીત વિચાર
કહ્યું જયરામે વિવિધ એ પ્રકાર—સાચી વાત.

———

## સુચના.

આ સીવાય બીજા પણ પ્રભુ ચરિત્રના કીર્તનો પ્રભાતીયાં આખ્યાન દેવકીનંદન મહારાજનો વિજોગ વિગેરે ઘણાજ શ્રેષ્ટ પુસ્તકો રચાઇ બહાર પડયા છે. કીંમત એક આના સુધીના છે વાંચવાની ઇચ્છા હોય તો મંગાવી લેવા.

ઠે૦ શેઠ ધરમસી ભવાનજી ઉનવાલાના માળામાં

કાંદાવાડી—મુંબઇ.

**કવી ભાગલીયા કચ્છ માંડવીવાલા.**

